૪૦૧૫

બીજી આવૃત્તિ.



# કાઠિયાવાડ ઈલાકાની ભૂગોળ વિદ્યા.

પુરૂષોત્તમ [illegible]નજી ગાંધી.
લીંબડી—કાઠિયાવાડ.

અમદાવાદ યુનિયન પ્રિંટિંગ પ્રેસ.
સંવત ૧૯૪૫ સને ૧૮૮૯ ના ઑગસ્ટ.
કિંમત બે આના.

# ઉખાણાં.

(૧) બે હાથ ભોંયમાં બારસેં ગામ, એ શું ? **નકશો.** (૨) ભમે ભમે પણ ભમરો નહીં, કોટે જનોઈ પણ બ્રાહ્મણ નહીં—**રેંટીઓ.** (૩) એક કોટડીમાં બત્રિશ બાવા—**દાંત.** (૪) સમજે નહીં ને ઘર સાચવે—**તાળું.** (૫) પ્રાણ નહીં પણ પળ પળ ગણે—**ઘડિઆળ.** (૬) જરા સરખી ચીજ તેથી આખું ગામ જમે—**દેવતા.** (૭) આટલીક રાંડ રાજાની પાઘડી ઉતરાવે—**જુ.** (૮) એક જનાવર ઈતું કે પૂછડે પાણી પીતું—**દીવેટ.** (૯) રાજાની રાણી બારીએ બેસીને કોયલા ચાવે—**જાંબુ.** (૧૦) ગામ બધું નાશી ગયું ને ભાભાજી રહી ગયા—**ચુલો.** (૧૧) ધોળી ગાય તેલે નહાય, રાત પડે ત્યારે હનુમાન થાય—**દીવેટ.** (૧૨) વન વગડામાં રાતી બારી, છોકરા પરણે ને મા કુંવારી—**મીંડળ.** (૧૩) ધોળું ખેતર ને કાળું બી; ઓરતો જાય ને બડબડતો જાય—**કાગળ લખવો તે.** (૧૪) ઉંચ મુચ ગુંચળું સાપ પણ નહીં, લાકડીએ હાંકીએ ઢોર પણ નહીં, આપે જૂદી જૂદી જાતનાં ફળ, ઝાડ પણ નહીં; અને ચક્કર ચક્કર ફરે ચકડોળ પણ નહીં—કુંભારનો **ચાક.** ૧૫ નારી છું હું સુંદરી ત્રણ અક્ષરનું નામ, થાક નીવારણ કારણે બેસે સૌ મુજ ઠામ, ખડી રહું પાયે ચાર, નવ થાકું હું તોય, સુખ પમાડું સર્વને, આરામ હુંથીજ હોય; કોઈ વાર સુકાં હાથ કોઈ વાર રહું હું ઠુંઠી, કવિજન કહે સ ઈ

૪૦૧૫

## પુરૂષોત્તમ ગાંધી કૃત.

# કાઠિયાવાડઇલાકાની ભૂગોળવિદ્યા.

કાઠિયાવાડનું અસલ નામ "સૌરાષ્ટ્ર" હતું, પણ જ્યારથી આ મુલકમાં કાઠી તાલુકદારો આવીને વસ્યા અને પોતાના બળથી લુટ, ધાડ અને ચડાઈઓ કરવામાં પ્રખ્યાતી પામ્યા ત્યારથી "સૌરાષ્ટ્ર" નું નામ "**કાઠિયાવાડ**" પડયું છે.

ગાયકવાડી તથા ફીરંગી સંસ્થાનોને સાથે ગણતાં આ ઇલાકાનું ક્ષેત્રફળ સુમારે ૨૩૫૦૦ ચોરસ માઈલ છે. તેની લંબાઈ પશ્ચિમે દ્વારકાંથી પૂર્વમાં ભાવનગર સુધી ૨૦૦ માઇલ છે; અને પહોળાઇ ઉત્તરમાં ઝીંઝુવાડાથી, દક્ષિણમાં દરિઆ કિનારા સુધી ૧૭૦ માઈલ છે. કાઠિયાવાડ એ એક મોટો દ્વિપકલ્પ છે.

**સિમા**—ઉત્તરે કચ્છનું રણ તથા કચ્છનું અખાત; પૂર્વે અમદાવાદ જીલ્લો ને ખંભાતનું અખાત; દક્ષિણે તથા પશ્ચિમે આરબી સમુદ્ર છે.

**વસ્તી**—પચીસ લાખ માણસની છે; અને વરસની ઉપજ સુમારે એક કરોડ ત્રેપન લાખ રૂપિયાની છે.

**સંસ્થાન**—નાનાં મોટાં થઇને ૧૮૮ છે.

**શેહેરો અને ગામો**—કુલ ૪૩૬૯ છે.

**રાજ્યકાજના બંદોબસ્ત માટે સરકારે કરેલા ભાગ.**

(ઉત્તરમાં)*ઝાલાવાડ પ્રાંત—મુખ્ય સ્ટેશન—**વઢવાણ કેમ્પ.**

(પૂર્વમાં)*ગોહેલવાડ પ્રાંત— „ **સોનગઢ.**

(દક્ષિણમાં)*સોરઠ પ્રાંત— „ જેતલસર.
(પશ્ચિમમાં)*હાલાર પ્રાંત— „ રાજકોટ.

## દેશી રાજ્યના જથ્થાથી પડેલા ભાગ—પ્રાંત.

**૧ ઝાલાવાડ, ૨ ગોહેલવાડ, ૩ ઉંડસરવૈયા, ૪ બાબરીઆવાડ, ૫ કાઠિયાવાડ, ૬ સોરઠ, ૭ બરડો, ૮ હાલાર, ૯ મચ્છુકાંઠો અને ૧૦ મો ઓખામંડળ પ્રાંત.**

**પર્વત**—(**अ**) ૧ ચોટીલો, ૨ મદાવન, ૩ ઠાંગા ૪ માંડવધાર.
(**ब**) ૧ શેત્રુંજો, અને ૨ તળાજાનો ડુંગર.
(**क**) ૧ ગિરનાર.
(**ड**) ૧ ગીર. ૨ વાલાકગિર કે મોરધાર અને ૩ લાંબધાર.
(**इ**) ૧ બરડો, ૨ ઓસમ, ૩ ગોપનો, ને ૪ આલેચનો.

**નદીઓ**—૧ વઢવાણનો ભોગાવો, ૨ લીંબડીનો ભોગાવો, ૩ ફુલકુ, ૪ બાંભણ, ૫ મચ્છુ, ૬ ભાવનગરની ખાડી, ૭ શેત્રુંજી, ૮ માલણ, ૯ ધાતરવડી, ૧૦ બગડ, ૧૧ રાયડી, ૧૨ ધોળાદ્રી, ૧૩ રૂપેણ. ૧૪ શુકભાદર, ૧૫ ગોંડલી, ૧૬ ભાદર, ૧૭ ઓઝત, ૧૮ સાવળી, ૧૯ કાંબ, ૨૦ હીરણા, ૨૧ સોમત, ૨૨ સીંગવડો, ૨૩ રામાવતી, ૨૪ ઉંડ, ૨૫ આજી, ૨૬ ધી, ૨૭ આપા, ૨૮ ઘોડાધ્રોઈ, ૨૯ મચ્છુંદરી અને ૩૦મી રાવલ, એ સિવાય નાની નદીઓ બીજી ઘણીજ છે.

**બેટ**—૧ દીવ, ૨ પીરમ, ૩ બેટ અથવા સંખોધાર, ૪ શિઆળ (જાફ્રાબાદ પાસે) અને ૫ કારૂંભર એ કચ્છના અખાતમાંછે.

**ભૂશિર**— ૧ જગતપોઇંટ અને ૨ દીવ.

---

* એ દરેક ભાગમાં એકેક આસિસ્ટંટ પોલિટિકલ એજંટ સાહેબ રહે છે, અને એ તમામનો ઉપરી પોલિટિકલ એજંટ સાહેબ છે, તે રાજકોટમાં રહે છે.

**અખાત**—૧ કચ્છનું અખાત અને ૨ ખંભાતનું અખાત.

**હુવા ખાવાનાં ઠેકાણાં**—૧ બાલાચડી, ૨ ગોપનાથ, ૩ વે-રાવળ, ૪ હાથપ અને ૫ કુડા-( એ ઘોઘાનાં તાબાનું છે. )

**ફીરંગીનું સંસ્થાન**—દીવ. **હુબશીનું**-જાફ્રાબાદ.

**ગાયકવાડી સંસ્થાન**—૧ ઓખામંડળ, ૨ અમરેલી, ૩ ધારી, ૪ કોડીનાર, ૫ દામનગર, ૬ ભીમકટા અને ૭ શિયાનગર.

**જાત્રાનાં ઠેકાણાં**—૧ **શેત્રુંજો**, તેનાપર શ્રાવક વગેરેનાં દેરાં છે. ૨ **ગિરનાર**, તેનાપર શ્રાવકો તથા બીજાં હિંદુનાં દેવળો, મુસલમાનના પીરની જગ્યો તથા કુંડ છે; ૩ **મૂળી** અને ૪ **ગઢડા**, એ બન્નેમાં "સ્વામિ નારાયણ" પંથનાં ધામ છે; ૫ **દ્વારકાં**, એમાં દ્વારકાંધીશ રણછોડજીનું ધામ છે. ૬ **બેટ** એમાં સત્યભામાજી, લક્ષ્મિજી, ને રાધીકાજીના દેવળ છે. ૭ **સોમનાથ** કે **પ્રભાસપાટણ**, ૮ **તુળશીશ્યામ**, ૯ **સુદામાપુરી** ૧૦ **માધવપુર** અને ૧૧ **ગુપ્ત પ્રયાગ** વગેરે ઘણાંજછે.

**રણ**—૧ કચ્છનું રણ અને બીજું પાટડીનું રણ.

**મોટાં શેહેરો**—જુનાગઢ, ભાવનગર, જામનગર, પોરબંદર, ધ્રાંગધરા, મોરબી, ગોંડળ, વાંકાનેર, લીંબડી, વઢવાણ, પાલીટાણા, રાજકોટ, ધ્રોળ, જાફ્રાબાદ, વળા, લખતર, બાટવા, જસદણ, સાયલા, ચુડા, મૂળી, લાઠી, બજાણા, વીરપુર, માળીઆ, જેતપુર, દ્વારકા, અમરેલી, હળવદ, સિહોર, કુંડલા, મહુવા, ગઢડા, બોટાદ, તળાજા, ડાઠા, ડેડાણ, ધારી, ચીતળ, બાબરા, બીલખા, બગસરા, વેરાવળ, માંગરોળ, કોડીનાર, ઉના, દેલવાડા, પ્રભાસપાટણ, ચોરવાડ, દીવ, કુતીઆણા, જોડીઆ, વવાણીઆ, આમરણ, ખંભાળીઆ, ધોરાજી, ઉપલેટા, સરધાર, ધ્રાફા અને ઝીંઝુવાડા વગેરે.

**મોટાં બંદર**—વવાણીઆ, જોડીઆ, બેડી, સલાયા, દ્વારકા,

પોરબંદર, માંગરોળ, વેરાવળ, દીવ, જાફરાબાદ, મહુવા અને ભાવનગર.

ઘોઘા અને ધોલેરા એ બંદરો અમદાવાદ જીલ્લાને તાબે છે પણ તે કાઠિયાવાડને લગતાં છે.

**પેદાશ**—કપાસ, બાજરી, જુવાર, ઘઉં, ચણા, અડદ, મઠ, મગ, ચોળા, વાલ, જવ, ડાંગર, તલ અને શેરડી વગેરે.

**ધર્મ**-વેદ, શૈવ, વૈશ્નવ, રામાનુજ, જૈન, સ્વામિનારાયણ, મુસલમાની, માર્ગી, અને કબીર વગેરે.

**કેળવણી-રાજકોટમાં**-રાજકુમાર કોલેજ, મેલ ટ્રેનિંગ કોલેજ, ફીમેલ ટ્રેનિંગ કોલેજ અને એક હાઈસ્કૂલછે. **ભાવનગરમાં**-શામળદાસ કોલેજ, હાઈસ્કૂલ અને ગવરીશંકર વેદશાળા વગેરે છે. **જુનાગઢ, જામનગર** અને **વઢવાણ શેહેરમાં** અકેકી હાઇસ્કૂલ છે. **વઢવાણ સિવિલ સ્ટેશનમાં** તાલુકદારી ગરાસીઆ સ્કૂલ છે. આખા કાઠિયાવાડમાં ૧૯ ઇંગ્રેજી ગુજરાતી નિશાળો છે. ગુજરાતી નિશાળો ૬૭૨, કન્યાશાળા ૭૦, નાઈટ સ્કૂલ ૬૪, ઉર્દુ સ્કૂલ ૬, સંસ્કૃત શાળા ૧૦, મીશન સ્કૂલ ૩, વગેરે થઈને કુલ નિશાળો ૮૬૦ છે, તેમાં ૫૨૪૨૮ નિશાળીઆ અને ૪૮૫૯ કન્યાઓ અભ્યાસ કરેછે.

કાઠિયાવાડમાં આશરે ૫૦ જાહેર પુસ્તકશાળા છે. ૭૨ દવા શાળાઓ અને આશરે ૧૭૫ ટપાલ ઓફિસ છે.

**છાવણી**-રાજકોટ, વઢવાણ, સોનગઢ અને જેતલસર.

**વખણાતી વસ્તુવાળાં સ્થળ-લીંબડી અને સાયલા-સુડી. વઢવાણ**—પથ્થર અને સાબુ. **સિહોર, મોરબી** અને **ધ્રાંગધરા**-તાંબા, પીતળનાં વાસણ. **જામનગર**-કંકુ, બાંધણી, બંદુક, કસબ અને મોતી. **સાવરકુંડલા**-ઢોલીઆ ને લોઢાના કાંટા. **પાટડી** અને **કુડા**—વાગરૂં મીઠું. **ધ્રાંગધરા** તથા **બરડો**-પથ્થર અને તેનાં વાસણ.

**થાન**–માટીનાં વાસણ. **ઝાલાવાડ**–જુમણાં. **કાઠિયાવાડ પ્રાંત**–કાંબી. **કાઠિયાવાડ ઈલાકો**–ઘોડા. **ઘોરાજી**–ધાબળા. **બર્ડો**–ભેંસ. **ભાલ**–ધઉં. **ચોરવાડ**–નાગરવેલનાં પાન. **બગસરા, અમરેલી**, (રણની) **ટીકર**, અને **વાંકાનેર**–ચોફાળ. **કુતીઆણા**–ધાબળીઓ. **ધારી**–ઘોડાનો સામાન અને તરવારના મ્યાન. **જાફરાબાદ**–ઘી.

**આગગાડી**–આ ઇલાકામાં "**ભાવનગર, ગોંડલ, જુનાગઢ, પોરબંદર રેલવે**" "**મોરબી રેલવે,**" અને "**બોમ્બે, બરોડા એન્ડ સેંટ્રલ ઈંડિયા રેલવે**" છે.

**ભાવનગરથી વઢવાણ જંકશન સુધીનાં સ્ટેશનો**–ભાવનગર, ગઢેચી, વરતેજ, સિહોર, સોનગઢ, સણોસરા, ધોળા જંકશન, ઉજળવાવ, નિંગાળા, બોટાદ, કુંડલી, રાણપુર, ચુડા, લીંબડી, વઢવાણ શેહેર અને વઢવાણ જંકશન.

**ધોળા જંકશનથી ધોરાજી સુધીનાં સ્ટેશનો**–ધોળા જંકશન, જાળીઆ, ઢસા, લાઠી, ચીતળ, લુણીધર, કુંકાવાવ, ખાખરીઆ, વાવડી, જેતપુર, જેતલસર જંકશન અને ધોરાજી.

**જેતલસરથી જુનાગઢ સુધીનાં સ્ટેશનો**–જેતલસર જંકશન, ચોકી, વડાલ અને જુનાગઢ.

**જુનાગઢથી વેરાવળ સુધીનાં સ્ટેશનો**–જુનાગઢ, શાહપુર, લુશાલા, કેશોદ, માળીઆ, ચોરવાડ રોડ અને વેરાવળ.

**ધોરાજીથી પોરબંદર સુધીનાં સ્ટેશનો**–ધોરાજી, સુપેડી, ઉપલેટા, ખાખી જાળીઆ, ભાયાવદર, પાનેલી, જામનું જોધપુર, બાલવા, વાંસજાળીઆ, સખપુર, રાણાવાવ અને પોરબંદર.

**વઢવાણ જંકશનથી મોરબી સુધીનાં સ્ટેશનો**–વઢવાણ જંકશન, કુકડા, મૂળી, સાયલા રોડ, ડોળીઆ, થાન, દલડી, વાંકાનેર, ઢુવા અને મોરબી.

☞ **આ રેલવેની શાખા** વાંકાનેરથી રાજકોટસુધી તૈયાર થાય છે.

**બી૦ બી૦ એન્ડ સી૦ આઇ૦ રેલવેનાં કાઠિયાવાડમાં આવેલાં સ્ટેશનો-** સાબળી, લીલાપુર, લખતર અને વઢવાણ જંકશન.

## સરકારી થાણાં.

૧ (ઉત્તર) **ઝાલાવાડપ્રાંત તાબે**—વઢવાણ સિવિલ સ્ટેશન, ચોટીલા, ભોઈકા, દસાડા, વિઠ્ઠલગઢ અને પાળિઆદ.

૨ (પૂર્વે) **ગોહેલવાડપ્રાંત તાબે**—સોનગઢ, ચમારડી, ચોક, ડાહા અને બાબરા.

૩ (દક્ષિણ) **સોરઠપ્રાંત તાબે**-જેતલસર, બગસરા, લાખાપાદર અને ડેડાણ.

૪ (પશ્ચિમ) **હાલારપ્રાંત તાબે**—રાજકોટ, માળીઆ, ધ્રાફા, લોધીકા અને મૂળીલા.

**આખા ઈલાકામાં** સૌથી મોટો પહાડ ગિરનાર; મોટું શેહેર ભાવનગર; મોટી નદી ભાદર અને મોટો **પ્રાંત** હાલાર છે.

**બેવડાં નામ**-કાઠિયાવાડ=સૌરાષ્ટ. નવાનગર=જામનગર અથવા નગર. શેત્રુંજો=સિદ્ધાચળ. પોરબંદર=સુદામાપુરી. બર્ડો=જેઠવાડ. સાયલા=ભગતનું ગામ. સોનગઢ=સોનપરી,

## નદીઓ અને તેનાં ઉપરનાં શેહેરો.

૧ **વઢવાણનો ભોગાવો,** એ ઠાંગા ડુંગરમાંથી નીકળી પૂર્વના નળમાં મળેછે; તે ઊપર ચોટીલા, ડોળીઆ, મૂળી, **વઢવાણ,** શિઆણી અને જાંબુ વગેરે ગામો છે.

૨ **લીંબડીનો ભોગાવો**—ઠાંગા ડુંગરમાંથી નીકળી પૂર્વના

નળમાં મળેછે; તે ઉપર મોરવાડ, વસ્તડી, વડોદ, **લીંબડી** અને પાણશિણા છે.

૩ **વાંસળ**—લીંબડીના ભોગાવાને મળેછે. એનાપર ભડકવા, મોજીદડ, દરોદ અને હડાળા છે.

૪ **શુકભાદર**—ચોટીલા ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે; તેપર **રાણપુર** અને નાગનેસ વગેરે છે.

૫ **ઉમઈ**—ધ્રાંગધરાના ગામ દેવચરાડી પાસેથી નીકળે છે, ને રણમાં મળેછે; તેપર સિથા અને મેથાણ છે.

૬ **ગોડરા**—ધ્રાંગધરા તાબાના ગામ ચુલી પાસેથી નીકળે છે, ને રણમાં મળેછે; તેની ઉપર કુવા અને કુડા છે.

૭ **ફુલકુ**—ધ્રાંગધરા તાબાના કાંતરોડી પાસેની ધારમાંથી નીકળેછે ને રણમાં મળેછે. તે ઉપર નારીચાણા, બાવળી, **ધ્રાંગધરા** અને માલવણ છે.

૮ **બ્રાંભણ**—આ નદી થાન પાસેના માંડવધાર ડુંગરમાંથી નીકળે છે ને રણમાં મળેછે, તે ઉપર સુસવાવ, વાંટાવદર અને ટીકર છે.

૯ **મચ્છુ**—ચોટીલામાંથી નીકળેછે ને રણમાં મળેછે, તે ઉપર મહીકા, **વાંકાનેર**, પંચાસીઆ, **મોરબી** અને **માળીઆ** છે.

**૧૦ કુંકાવટી**—ધ્રાંગધરા તાલુકાના કોંઢ પાસેના રતેવાળીઆ ગામ પાસેથી નીકળે છે ને રણમાં મળે છે, તે ઉપર કોંઢ, ઢવાણા **અને માલણીઆદ છે.**

**૧૧ ઉતાવળી**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, તે ઉપર કુંડલી અને બરવાળા છે.

૧૨ **ઘેલો**—ચોટીલામાંથી નીકળી કાળુભાર નદીને મળેછે, તે ઉપર ગઢડા, લાખણકા, દરેડ, પચ્છેગામ ને વળા છે.

**૧૩ કાળુભાર**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી ખંભાતના અ-

ખાતને મળેછે, તેપર ભોજાવદર, ઉમરાળા ને ચમારડી છે.

૧૪ **શેત્રુંજી**—ગિર પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર ધારી, ચોક, **પાલીટાણા** અને તળાજા છે.

૧૫ **બગડ**—શેત્રુંજામાંથી નીકળી ખંભાતના અખાતને મળેછે, તે ઉપર ડાઠા છે.

૧૬ **માલણ**—મોરધારમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર ખુંટવડા અને **મહુવા** છે.

૧૭ **ધાતરવડી**—ગિર પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર રાજુલા છે.

૧૮ **રાહડી**—ગિર પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે; તે ઉપર નાગેસરી છે.

૧૯ **મચ્છુંદ્રી**—ગિર પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર ઉના અને દેલવાડા છે.

૨૦ **સિંગવડો**—ગિર પર્વતમાંથી નીકળીને આરબી સમુદ્રને મળેછે, તે ઉપર ધાંટવડ અને કોડીનાર છે.

૨૧ **સરસ્વતિ**— ગિરમાંથી નીકળી આરબી સમુદ્રને મળેછે, તે ઉપર બીજ છે.

૨૨ **હીરણ**—ગિર પર્વતમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે, તે ઉપર પ્રભાસપાટણ છે.

૨૩ **મેઘળ**—ગિર પર્વતમાંથી નીકળીને આરબી સમુદ્રને મળેછે, તે ઉપર માળીઆ છે.

૨૪ **ઉબેણ**—ગિરમાંથી નીકળીને ઓઝતને મળેછે, તે ઉપર ભેંસાણ, રાણપુર, ચોકી અને મજેવડી છે.

૨૫ **ઓઝત**—ગિર પર્વતમાંથી નીકળી ભાદરને મળેછે, તેના ઉપર બાલાગામ અને ઘેડબગસરા છે.

૨૬ **ભાદર**—મદાવાના ડુંગરમાંથી નીકળી આરબી સમુદ્રને મળે છે, તે ઉપર જસદણ, આટકોટ, **જેતપુર**, નવાગઢ, ગણોદ, કુતીઆણા અને નવીબંદર છે.

૨૭ **ગોંડલી**—એ સરધારની ધારમાંથી નીકળી ભાદરને મળે છે, તે ઉપર **ગોંડળ** છે.

૨૮ **મોજ**—એ બરડામાંથી નીકળીને ભાદરને મળે છે; તેના ઉપર ખાખીજાળીઆ અને ઉપલેટા છે.

૨૯ **આજી**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી કચ્છના અખાતને મળે છે; તે ઉપર **રાજકોટ** અને પડધરી વગેરે છે.

૩૦ **ડેમાઈ**—ચોટીલાના ડુંગરમાંથી નીકળી આજી નદીને મળે છે, તે ઉપર ટંકારા, કોયલી અને બેલા છે.

૩૧ ઉંડ—બરડામાંથી નીકળી, કચ્છના અખાતને મળે છે, તેનાપર જાળીઆ ને **જોડીઆ** છે.

૩૨ **રંગમતી ને નાગમતી**—બરડામાંથી નીકળીને કચ્છના અખાતને મળે છે, તે બન્નેના સંગમપર **જામનગર** છે.

૩૩ **રામાવતી**—બરડામાંથી નીકળીને કચ્છના અખાતને મળે છે, તેના ઉપર **લાલપુર** અને છીકારી છે.

૩૪ **ધી**—બરડામાંથી નીકળીને કચ્છના અખાતને મળે છે, તે ઉપર **ખંભાળીઆ** છે.

## નદીઓનાં મૂળ.

**ચોટીલાના ડુંગરમાંથી નીકળનારી નદીઓ**—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો, બ્રાંભણુ, શુકભાદર, ભાદર, ગોમા, ઉતાવળી, ઘેલો, કાળુભાર, આજી અને મચ્છુ વગેરે છે.

**ગીર પર્વતમાંથી નીકળનારી**—શેત્રુંજી, ધાતરવડી, રાયડી,

રૂપેણ, રાવલ, મચ્છુંદ્રી, સિંગવડો, સરસ્વતિ, હીરણા, ઓઝત, ઉ-બેણ, મેધળ, કાંબ, સોમત, અને સાવળી વગેરે છે.

**બરડા પર્વતમાંથી નીકળનારી**—ઉંડ, રંગમતિ, નાગમતિ, ઘી, આપા, રામાવતી, ગોંડલી, અને મોજ.

**શેત્રુંજામાંથી**—બગડ અને ધોળાદ્રી.

## નદીઓનાં મુખ.

**આરબી સમુદ્રને મળનારી નદીઓ**—શેત્રુંજી, ભાદર, કાંબ, હીરણા, સિંગવડો, સાવળી, સોમત, સરસ્વતિ, રાવલ, મચ્છુંદ્રી, રૂપેણ, રાયડી, ધાતરવડી, માલણ, બગડ, મેધળ, ઓખા અને ગોમતી.

**ખંભાતના અખાતને મળનારી**—કાળુભાર, ઉતાવળી અને શુકભાદર.

**કચ્છના અખાતને મળનારી**—રંગમતી, નાગમતી, ઘી, આપા, આજી, રામાવતી, ઊંડ અને ડેમાઈ.

**કચ્છના રણમાં મળનારી**—મચ્છુ, ઘોડાધ્રોઈ, બાંભણ, કંકાવટી, ઉમઈ, ફુલકુ, ગોડરા અને ચંદ્રભાગા.

**નળમાં પડનારી**—વઢવાણનો ભોગાવો અને લીંબડીનો ભોગાવો.

## ૧ ઝાલાવાડ પ્રાંત (કુલ સંસ્થાન ૫૨ છે.)

આ પ્રાંતમાં મુખ્ય ઝાલા રજપૂતોનાં રાજ્યો હોવાથી "**ઝાલાવાડ**" નામ પડયું છે.

**પર્વત**—ચોટીલો, મદાવો, ઠાંગો અને માંડવધાર.

**નદીઓ—વઢવાણનો ભોગાવો, લીંબડીનો ભોગાવો, ફુલકુ, શુકભાદર, બાંભણ**, વાંસળ, ઉમઇ, ચંદ્રભાગા, ગોડરા, કંકાવટી.

## સંસ્થાન.

૧ **ધ્રાંગધરા**—(એમાં શેહેરો અને ગામો—**ધ્રાંગધરા, હળ-**

વદ, સીથા, ઉમરડા, ટીકર, વાંટાવદર અને મેથાણુ વગેરે છે.) ૨ વાંકાનેર (વાંકાનેર)

**૩ લીંબડી (લીંબડી,** શીઆણી અને પાણશીણા) **૪ વઢવાણ** (વઢવાણ, નાગનેસ, ખોડુ, રામપરા અને વસ્તડી છે.) **૫ લખતર (લખતર અને થાન) ૬ સાયલા (સાયલા) ૭ ચુડા (ચુડા.) ૮ મુળી (મુળી)** અને **૯ બજાણા (બજાણા.)**

એ સિવાય વઢવાણ સિવિલ સ્ટેશન, વણોદ, પાટડી, દસાડા, ભોઈકા, ભડકવા, વડોદ, દૂધરેજ, ઝીંઝુવાડા, વણા, તલસાણા, ડોળીઆ અને ખેરાળી વગેરે મોટાં ગામ છે.

* નાનાં ગામ—**ધ્રાંગધરાનાં**—માલવણ, કોંઢ, કુડા, નાઢવાણા, ચરાડવા, માથક, મોટા અંકેવાળીઆ.) **(વાંકાનેરનાં**—તીથવા, લુણસર અને મેસરીઆ.) **(લીંબડીનાં**—રંગપુર, બળોલ, હડાળા મોજીદડ અને જાંબુ વગેરે છે.) **(વઢવાણનાં**—બળદાણા અને ખારવા વગેરે છે.) **(સાયલાનાં**—સરા, અને નારીચાણા.) **(મુળીનાં**—દીગસર, કુકડા)

એ સિવાય કંથારીઆ, ભથાણ, ભલગામડા, અંકેવાળીઆ, સમલા, ખંભલાવ, ગુંદીઆળા, ગેડી, ખાંડીઆ, દેવળીઆ, પળાલી, ભડવાણા અને વિઠ્ઠલગઢ વગેરે ઘણાં છે.

**નીપજ**—કપાસ, બાજરી, ઘઊં, ચણા, કઠોળ અને જુવાર.

---

* જે ગામનાં નામ આવાં છેક ઝીણાં અક્ષરે મુકયાં છે, તે ગામ ઘણું કરીને નાનાં છે. તેમાં ટપાલ ઓફિસ નથી, પણ માત્ર નિશાળ છે. એથી મોટા અક્ષરના ગામો કે શહેરોમાં નિશાળ અને ટપાલ ઓફિસ બન્ને સમજવાં. મેહેતાજી સાહેબોએ આવાં નાનાં ગામનાં નામ છોકરાંને પાડ કરાવીને બોજો વધારવો નહીં, પરંતુ માત્ર જરૂર જેટલાં ગામોજ તેમને નકશામાં બતાવવાં.

## ૨ ગોહેલવાડ (સંસ્થાન કુલ ૨૫ છે)

આ પ્રાંતમાં ઘણું કરીને ગોહેલ રજપૂતોનાં રાજ્યો હોવાથી "**ગોહેલવાડ**" પ્રાંત નામ પડ્યું છે.

**પર્વત**—શેત્રુંજો, તળાજાનો ડુંગર, મોરધાર, લાંબધાર, અને સિહોરો.

**નદીઓ**—શેત્રુંજી, કાળુભાર, ઘેલો, માલણ, બગડ, ઉતાવળી, ધાતરવડી, ખારી અને ભાવનગરની ખાડી.

**બંદર**—ભાવનગર, તથા મહુવા અને સુલતાનપુર, પીપાવાવ અને કાઠિવદર—એ આઠ બંદરો છે.

મુખ્ય સંસ્થાન. ૧ **ભાવનગર** (એમાં મુખ્ય શેહેર તથા મોટાં ગામો—**ભાવનગર, સિહોર, કુંડલા, મહુવા ગઢડા, બોટાદ, તળાજા,** ઉમરાળા, વરતેજ, ભૂમલી, ટાણા, ત્રાપજ, વરલ, વડાલ, લીલીઆ, વીજપડી, ડુંગર, રાજુલા, ભાદ્રોડ, ઢસા, લાખણકા, ગઢેચી અને કોળીઆક વગેરે છે.) ૨ **પાલીટાણા (પાલીટાણા** અને ગારીઆધર.) ૩ **વળા (વળા.)** ૪ **લાઠી (લાઠી.)**

એ સિવાય સોનગઢ, લીંબડા, વાવડી, ચમારડી, પીપળવા, ખુંટવડા, પચ્છેગામ, ઘોળા, અને નિંગાળા છે.

દામનગર, ચાવંડ અને ભીમકટા એ ગાયકવાડી ગામછે.

નાનાં ગામ (**ભાવનગરનાં**—દીઓર, વાઘનગર, જુનાસાવર, ભમોદરા, લોલીઆણું, આંબરડી, પીઠવડી, ભીંગરાડ, દેવગાણા, સુલતાનપુર, રોહીશાળા, લાઠીદડ, ઝમરાળા, ભંડારીઆ, જલાલપુર, સણોસરા, ઓપાળા, ભીમડાદ, ઉગામેડી, તુરખા, પરબડી, મુગલાણુ, માંડવી, મીઠાવડ, સોનપરી, ચિત્રાવાવ, રામણકા, આલમપુર, ધામણકા, નોંઘણવદર, ભોજાવદર, વાલુકડ, અને ધાંધણી) (**વળાનાં**—મોટી ધરાઈ, હડમતીઆ કાનપુર અને દરેડ છે.)

**નીપજ**—ઘઉં, કપાસ, બાજરી, જુવાર, અને શેરડી વગેરે.

### ૩ ઉંડ સરવૈયા (કુલ સંસ્થાન ૨૩ છે.)

આ પ્રાંતની જમીન ઉંડી હોવાથી ઉંડ તથા તેમાં **સરવૈયા** જાતના રજપૂતોનું રહેઠાણ હોવાથી "**ઉંડ સરવૈયા**" નામ પડ્યુંછે.

**પર્વત**—મોરધાર અને લાંબધાર.।

**મુખ્ય સંસ્થાન**—૧ ડાઠા, ૨ ગણધોળ, અને ૩ **ચોક** છે, તેનાં મુખ્ય ગામ એજ નામનાં છે.

**નીપજ**—કપાસ, ઘઉં, બાજરી, જુવાર, કઠોળ વગેરે છે.

### ૪ બાબરીઆવાડ (સંસ્થાન ૨ છે.)

આ પ્રાંતમાં બાબરીઆ જાતના રજપૂતોનું રહેઠાણ હોવાથી "**બાબરીઆવાડ**" નામ પડ્યું છે. **પર્વત**—ગીર.

**નદીઓ**—ધાતરવડી, રાઈડી, ધોળાદ્રી, રૂપેણ અને માલણછે.

**મુખ્યસંસ્થાન**—૧ **જાફરાબાદ** એનું મુખ્ય શેહેર **જાફરાબાદ** છે. ૨ ડેડાણ એનું મુખ્ય ગામ ડેડાણછે.

**મુખ્ય પેદાશ**—કપાસ, શેરડી, બાજરી, જુવાર અને કઠોળછે.

### કાઠિઆવાડ (કુલ સંસ્થાન ૫૩ છે.)

કાઠીઓનાં સંસ્થાન હોવાથી કાઠિયાવાડ નામ પડ્યું છે.

**પર્વત**—માંડવધાર, ચોટીલો, ઠાંગો અને મદાવો.

**નદીઓ**—સુકભાદર, ગોમા, શેત્રુંજી અને ભોગાવો. મુખ્ય સંસ્થાન—૧ **જસદણ** (એમાં મુખ્ય ગામ **જસદણ** અને વીંછીઆ.) ૨ **જેતપુર** (એમાં **જેતપુર**, **બીલખા**, **મેંદરડા**, કુંકાવાવ, મોટા દેવળીઆ, વડીઆ, શેખના પીપરીઆ, લુણીધર અને ચીતળ છે.) ૩ **વસાવડ** (**વસાવડ**)

એ સિવાય બગસરા, ચોટીલા, આણંદપુર, પાળીઆદ, બાબરા,

કોટડાપીઠા અને સુદામડા વગેરે મોટાં ગામ છે.

આ પ્રાંતમાં ગાયકવાડી સંસ્થાન બે છે.–૧ **અમરેલી**, એનું મુખ્ય શેહેર **અમરેલી**; ૨ **ધારી**, એનું મુખ્ય શેહેર **ધારી** છે.

નાનાં ગામ—લાખાપાદર, ધાંધલપુર. (**જસદણનાં**—બરવાળા, પાટણા, કુંદણી અને કાળાસર) (**જેતપુરનાં**—થાણાદેવળી, અકાળા, જરખીઆ, શેડુભાર, વાઘણીઆ અને વડેરા.) એ સિવાય બીજા તાલુકદારોનાં—સાગોસરા, ભડલી, કરીઆણા, વાંકીઆ, ખીજડીઆ, લીમોરા, મેવાસા સેજકપર, મોટી ગરમલી, ચરખા, દોલરવા, મોણવેલ, વેકરીઆ, હાલરીઆ, કાનપુર, જાનબાઈની દેરડી, આકડીઆ, સમઢીઆળા અને કુબા વગેરે ગામો છે.

**મુખ્ય પેદાશ**—કપાસ, ઘઉં, બાજરી, કઠોળ અને શેરડી.

## ૬ સોરઠ.

આખા ઈલાકાનું અસલ નામ "સૌરાષ્ટ્ર" હતું, તે ઉપરથી આ પ્રાંતનું નામ "**સોરઠ**" પડ્યું છે.

**પર્વત**—ગીરી પર્વત અથવા ગીર અને ૨ ગિરનાર.

**નદીઓ**—ભાદર, ધુબ્રી, ઓઝત, સાવળી, કાંબ, હીરણા, સોમત, શિંગવડો, સુરેખા, કપીલા, સરસ્વતિ, મચ્છુંદ્રી, રાવળ અને મેઘળ વગેરે છે.

**બંદર**—માંગરોળ અને વેરાવળ. એ સિવાય શિલ, નવાબંદર, વહીબંદર એ આડ બંદરોછે. ગાયકવાડી આડ બંદર કોડીનાર અને ફીરંગીનું બંદર દીવ છે.

**સંસ્થાન**—૧ **જુનાગઢ**, ૨ **બાટવા**, અને ૩ **અમરાપુર**.

આ પ્રાંતમાં ગાયકવાડી સંસ્થાન **કોડીનાર** છે.

૧ **જુનાગઢ સંસ્થાન**, એમાં મુખ્ય શેહેરો અને ગામો—**જુનાગઢ, વેરાવળ, ઉના, કુતીઆણા, પ્રભાસપાટણ**, વંથળી,

રાણપુર, મેંસાણ, સુત્રાપાડા, ચોરવાડ, કેશોદ, દેલવાડા, નાગેશરી, મેરાઈ, વીસાવદર, નિલાખા, હાટીના માળિઆ, શીલ, વડાલ અને ગાધકડા વગેરે છે.

જુનાગઢ તાબે **માંગરોળ** નામનું એક સંસ્થાન છે, તેનું મુખ્ય શેહેર **માંગરોળ** છે.

૨ **બાટવા** એનાં મુખ્ય ગામ **બાટવા**, માણાવદર, ગીદડ અને વાડાસડા છે.

બીજાં ગામ—માણેકવાડા અને જેતલસર છે. દીવ એ ફીરંગીનુંછે.

નાનાં ગામ—(**જુનાગઢનાં**—મજેવડી, તોરી, બાલાગામ, અમરાપુર, ઘેડ બગસરા, નાગડી, મૈયારી, બગડુ, ખડીઆ, નવાગઢ, છોડવડી, અજાબ, શેરગઢ, બંડુરી, અને લોએજ વગેરે છે.) **બાટવાનાં**—સણોસરા, લીંબુડા, ને વેકરી છે.) ઘોઘલા અને ભુંછરવાડા એ બે દીવનાં ગામ છે.

**નીપજ**—કપાસ, કઠોળ, બાજરી, જુવાર અને શેરડી વગેરે.

## ૭ બર્ડો. (અથવા જેઠવાડ.)

આ પ્રાંતમાં બર્ડો ડુંગર હોવાથી બર્ડો, તથા જેઠવા ક્ષત્રીનું રાજ્ય હોવાથી જેઠવાડ કહેવાય છે.

**પર્વત**—બર્ડો અને ગોપનો.

**નદીઓ**—ભાદર, ઓઝત, વરતુ, સોરઠી અને બીલેસરી.

**બંદર**—પોરબંદર; એ સિવાય નવીબંદર, મીઆણી અને માધવપુર એ આડ બંદર છે.

**સંસ્થાન**—આ પ્રાંતમાં **પોરબંદર** નામનું એકજ સંસ્થાન છે, તેનાં મુખ્ય શેહેરો પોરબંદર, રાણાવાવ, માધવપુર અને રાણાકંડોરણ છે.

એ સિવાય અડવાણા, નવીબંદર, મોઢવાણા, છાંયા, અને મીઆણી ગામો છે તે પણ પોરબંદરનેજ તાબે છે.

**નીપજ**—બાજરી, કપાસ, જુવાર અને કઠોળ વગેરે.

## ૮ હાલાર (કુલ સંસ્થાન ૨૬ છે.)

"હાલોજી" નામના જાડેજા જામ ઉપરથી "**હાલાર**" નામ પડયું.

**પર્વત**—બરડો, ઠાંગાનો, આલેચ, આબપરો ને ઓસમનો.

**નદીઓ**—આજી, ઉંડ, નાગમતિ રંગમતિ, ઘી, આપા, રામાવતી, ડેમાઇ, ગોંડલી, ભાદર, વેણુ, વરતુ, મોજ અને બેટી.

**બંદર**—સલાયા, બેડી અને જોડીઆ.

મુખ્ય સંસ્થાન ૧ **જામનગર**—એમાં મુખ્ય શેહેરો અને ગામો—**જામનગર, જોડીઆ, આમરણ, ખંભાળીઆ,** જામ કંડોરણા, આટકોટ, ધુંવાવ, સલાયા, ભાણવડ, લાલપુર, બાળંભા, રાણ, પડાણા, હડીઆણા, બેડ, લતીપુર, પડધરી, કાળાવડ, બેડી બંદર, જાંબુડા, જોધપુર અને ગુરગઢ છે.

૨ **ગોંડળ** એમાં મુખ્ય શેહેર અને ગામ—**ગોંડળ, ધોરાજી,** ઉપલેટા, ભાયાવદર, પાનેલી, સુપેડી, ખાખીજાળીઆ, ગણોદ, સરસાઇ, સુલતાનપુર, મોટી મારડ, છત્રાસા, મોવૈયા, પાટણવાવ અને ખોખરી.

૩ **ધ્રોળ** એમાં મુખ્ય શેહેર **ધ્રોળ,** અને ગામ સરપદડ છે.

૪ **રાજકોટ** એનું મુખ્ય શેહેર **રાજકોટ,** અને ગામ **સરધાર** તથા કુવાડવા છે.

૫ **વીરપુર** એમાં મુખ્ય ગામ વીરપુર અને ખરેડી છે.

૬ **કોટડાસાંગાણી,** એનું મુખ્ય ગામ કોટડાસાંગાણી છે.

**મોટાં ગામ**—દ્રાફા, મેંગણી, લોધીકા, સાતુદડવાવડી, મૂળીલા.

નાનાં ગામ—દડવા, નેકનામ, ગવરીદડ, પાલ, ગઢકા, ભાડવા, રાજપરા, જાળીઆદેવાણી, શાપર, કોઠારીઆ, વડાળી, ખીરસરા, કોટડાનાયાણી અને ભલસાણું.

( **જામનગરનાં** નાનાં ગામ—બાલાચડી, ગુંદા, વેરાડ, છીકારી, વંથળી, મોટા વડાલા, ચિત્રાવડ, ભંડારીઆ, ભાડલા, રાવળ, ભાટીઆ, સરોદડ, ખારચીઆ ને ઝીંઝુડા વગેરે છે.

(**ગોંડળનાં**—ઢાંક, જેતલસર, કોલકી ને હડમતાળા.) (**ધ્રોળનું** જાળીઆ.) (**રાજકોટનાં**—મોખાવડ ને ખરેડી.) (**કોટડા સાંગાણીનાં**—રામોદ અને અરડોઈ.)

**પેદાશ**—કપાસ, કઠોળ, ઘઉં, બાજરી, જુવાર ને શેરડી.

## ૯ મચ્છુકાંઠો (કુલ સંસ્થાન ૨ છે.)

મચ્છુ નદી વહે છે તેથી આ પ્રાંતને મચ્છુકાંઠો કહે છે.

**નદીઓ**—મચ્છુ, ઘોડાધ્રોઈ અને ડેમોઈ.

સંસ્થાન—૧ **મોરબી** એમાં મુખ્ય શેહેર તથા ગામ **મોરબી**, **વવાણીઆ બંદર**, ટંકારા, દહીંસરા, આઘોઈ અને જંઘી છે.
૨ **માળીઆ** એનાં મુખ્ય ગામ **માળીઆ** અને ખાખરેચી છે.

નાનાં ગામ—(**મોરબીનાં**—જેતપુર, બગથલા, ઘાટીલા, વાવડી, સરવડ, મેઘપર અને આંબરડી છે.) દેરાળું, બેલા વગેરે ભાયાતોનાં છે.

**પેદાશ**—કપાસ, જુવાર, અડદ ને બાજરો વગેરે.

## ૧૦ ઓખામંડળ (ગાયકવાડને તાબે છે.)

ઓખી એટલે વિકટ જમીનનું મંડળ તે ઉપરથી ઓખામંડળ. અથવા ઓખા નામનો રાક્ષસ ત્યાં રહેતો હતો તે ઉપરથી ઓખા અને એ ભાગ અલગ હોવાથી મંડળ=ઓખામંડળ પડ્યુંછે.

**નદીઓ**—૧ ઓખા, ૨ ગોમતી, એ બન્ને આરબી સમુદ્રને મળે છે.

મુખ્ય શેહેર અને ગામ—**દ્વારકાં**, બેટ સંખોધાર, આરંભડા અને વરવાળા.

નાનાં ગામ—કચ્છીગઢ, પોશીતરૂ, ધીણુકી, મઢી, ગોપી અને વસાઈ.

**પેદાશ**—કઠોળ, જુવાર અને બાજરી.

# વિશેષ હકિકતનું પત્રક.

## પહેલોવર્ગ.

| સંસ્થાનનું નામ. | રાજ્યકર્ત્તાની જાત, તથા અટક. | તાબાનાં ગામો—ની સંખ્યા. | ઉપજ | અખત્યાર. |
|---|---|---|---|---|
| ૧ જુનાગઢ | બાબી મુસલમાન—નવાબ. | ૮૯૦ | રૂ. ૨૭૦૦૦૦૦ | દીવાની તથા ફો· |
| ૨ ભાવનગર | ગોહેલ રજપૂત—રાઓલ. | ૬૪૫ | ૨૬૦૦૦૦૦ | જદારી કામમાં |
| ૩ જામનગર | જાડેજા રજપૂત—જામ | ૬૩૧ | ૨૪૦૦૦૦૦ | કુલ અખત્યાર છે. |
| ૪ પોરબંદર | જેઠવા રજપૂત—રાણા | ૧૦૩ | ૫૦૦૦૦૦ | |
| ૫ ધ્રાંગધ્રા | ઝાલા રજપૂત—રાજ | ૧૨૯ | ૫૦૦૦૦૦ | |
| ૬ મોરબી | જાડેજા—ઠાકોર | ૧૩૬ | ૮૦૦૦૦૦ | |
| ૭ ગોંડળ | જાડેજા—ઠાકોર | ૧૭૪ | ૧૪૦૦૦૦૦ | |

## બીજો વર્ગ.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ વાંકાનેર | ઝાલા—રાજ | ૮૭ | ૨૦૦૦૦૦ | ફોજદારી કામમાં |
| ૨ પાલીતાણા | ગોહેલ—ઠાકોર | ૮૭ | ૫૦૦૦૦૦ | મોતની શિક્ષા માટે |
| ૩ ધ્રોળ | જાડેજા—ઠાકોર | ૬૫ | ૧૪૦૦૦૦ | પોલીટીકલ એજંટ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૪ | લીંબડી | ઝાલા—ઠાકોર | ૭૨ | ૪૦૦૦૦૦ | સાહેબની મંજુરી |
| ૫ | રાજકોટ | જાડેજા—ઠાકોર | ૬૧ | ૨૦૦૦૦૦ | માગવી પડેછે અને |
| ૬ | વઢવાણ | ઝાલા—ઠાકોર | ૩૧ | ૪૦૦૦૦૦ | દીવાની કામમાં કુલ |
| ૬ | જાફરાબાદ | હબશી મુસલમાન—સુબેદાર | ૧૨ | ૪૫૦૦૦ | અખત્યાર છે. |

## ત્રીજો વર્ગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | વળા | ગોહેલ—ઠાકોર | ૩૮ | ૧૫૦૦૦૦ | ફોજદારી કામમાં |
| ૨ | લખતર | ઝાલા—ઠાકોર | ૫૧ | ૭૫૦૦૦ | સાત વર્ષ સુધીની |
| ૩ | બાટવા | મુસલમાન—બાબી | ૫૬ | ૪૦૦૦૦૦ | સખ્ત કેદ અને દશ |
| ૪ | જસદણ | કાઠી—ખાચર | ૬૧ | ૧૫૦૦૦૦ | હજાર રૂપિઆ સુધી |
| ૫ | સાયલા | ઝાલા—ઠાકોર | ૩૮ | ૬૫૦૦૦ | દંડ; તેમજ દીવાની |
| ૬ | ચુડા | ઝાલા—ઠાકોર | ૧૪ | ૧૦૦૦૦૦ | કામમાં વીશ હજાર રૂપીઆ સુધીના દાવા ફેંસલ કરી શકેછે |

## ચોથો વર્ગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મુળી | પરમાર રજપૂત—ઠાકોર | ૧૯ | ૧૦૦૦૦૦ | ફોજદારી કામમાં ત્રણ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૨ | લાઠી | ગોહેલ–ઠાકોર | ૧૨ | ૧૦૦૦૦૦ | વર્ષ સુધી' સખ્ત કેદ |
| ૩ | બજાણા | મુસલમાન–મલેક | ૨૭ | ૧૦૦૦૦૦ | અને રૂપિઆ પાંચ |
| ૪ | વીરપુર | જાડેજા–ઠાકોર | ૧૩ | ૩૫૦૦૦ | હજાર સુધી દંડ કરી |
| ૫ | કોટડા(સાંગાણી) | જાડેજા–ઠાકોર | ૧૮ | ૧૦૦૦૦૦ | શકે અને દીવાની |
| ૬ | માળીઆ | જાડેજા–ઠાકોર | ૧૨ | ૬૦૦૦૦ | કામમાં દશ હજાર |
| ૭ | જેતપુર | કાઠી–વાળા | ૧૪૪ | ૮૮૦૦૦૦ | રૂપિઆ સુધીના દા- |
| ૮ | પાટડીનાં ગામ | કણબી–દેશાઈ | ૭ | ૪૫૦૦૦ | વા ફેંસલ કરે. |

## પાંચમો વર્ગ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧ | મેંગણી | જાડેજા | ૮ | ૨૧૦૦૦ | ફોજદારી કામમાં બે |
| ૨ | ગવરીદડ | ,, | ૬ | ૧૪૦૦૦ | વરસની કેદ અને |
| ૩ | પાલ | ,, | ૫ | ૮૦૦૦ | હજાર રૂપિઆ સુધી |
| ૪ | ગઢકા | ,, | ૫ | ૧૪૦૦૦ | દંડ કરે; અને દીવા- |
| ૫ | જાળીઆ દેવાણી | ,, | ૧૦ | ૧૫૦૦૦ | ની કામમાં રૂ૫૦૦૦ |
| ૬ | વસાવડ | નાગર–દેશાઇ | ૪ | ૧૨૦૦૦ | સુધીના દાવા ફેંસલ |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ | ડેડાણ | કાઠી—કોટીલા બાબરીઆ. | ૮ | ૩૫૦૦૦ કરી શકે. |
| ૮ | વણોદ | મુસલમાન—મલેક. | ૧૧ | ૧૫૦૦૦ |
| ૯ | કોઠારીઆ | જાડેજા | ૬ | ૧૬૦૦૦ |

## છઠ્ઠો વર્ગ.

આ વર્ગમાં બાવીશ તાલુકા છે, અને ફોજદારી કામમાં ત્રણ માસ સુધી કેદ અને ૨૦૦ રૂપિઆ સુધી દંડ અને દીવાની કામમાં રૂ. ૫૦૦ સુધીના દાવા ફેંસલ કરી શકે. બધા તાલુકાના થઈને ૨૯૪ ગામ છે, અને આશરે પાંચ લાખ રૂપિઆની ઉપજ છે.

## સાતમો વર્ગ.

આ વર્ગમાં સાત તાલુકા છે, તેનાં ૨૯ ગામ અને રૂપિયા તેપન હજારની ઉપજ છે. ફોજદારી કામમાં પંદર દિવસની કેદ પણ દીવાની કામમાં અખત્યાર નથી.

## બીનઅખત્યારી તાલુકા.

કુલ ૧૨૬ છે, તેનાં ૨૯૬ ગામ છે, અને તેની ઉપજ આશરે સાડા આઠ લાખ રૂપિઆની છે; તેમને કોઈ પણ જાતનો અખત્યાર નથી.



## સામાન્ય નોંધ.

**નીચેની હકિકત મેહેતાજીઓએ છોકરાને પાઠે કરાવવી નહીં, પણ પોતે વાંચવાની છે. જરૂર જણાય તેવીજ હકિકત નકશો શીખવતી વખતે વિદ્યાર્થિને કહી સંભળાવવી.**

**ખનીજ પદાર્થ—(જુનાગઢ સંસ્થાનમાં)**—ગિરનાર પહાડની ઓરીઆની ખીણમાં અબરખની જાતની ભુકી મળી આવેછે. ગિરનારના ગ્રાનિટ જાતના પથ્થર પણ વખણાય છે. **(જામનગર સંસ્થાનમાં)**—ભાણવડ તથા કંદોરણા પ્રગણામાં જાત જાતના આરસપહાણ માલમ પડ્યા છે. ખંભાળીઆ, રાણપુર અને લાલપુરમાં લોઢાની ખાણો છે. જામનગરની હદમાં તાંબુ માલમ પડયું છે. **(ભાવનગર સંસ્થાનમાં)**—સિહોરના ડુંગરમાં તાંબુ માલમ પડ્યુ છે. **(ધ્રાંગધ્રા સંસ્થાનમાં)**—ધ્રાંગધ્રા પાસેથી કુબડી જાતના પથ્થર નીકળે છે તેનાં તરેહ તરેહનાં વાસણો થાય છે અને કુડામાં વડાગરૂં મીઠું થાય છે. **(ગોંડળ સંસ્થાનમાં)**—ખીરસરામાં આરસપહાણ અને અડદીઆ પથ્થર માલમ પડ્યા છે. **(પોરબંદર સંસ્થાનમાં)**—બરડા ડુંગરમાંથી લોઢું અને ધોળા પથ્થર જડે છે. **(લખતર સંસ્થાનમાં)**—થાન પ્રગણામાં કોયલા માલમ પડ્યા છે. **ટંકારામાં** અકીકના પથ્થર, અને **મોરબી** પાસે કાળા પાક્કા પથ્થર નીકળે છે તેની ખરલ થાય છે.

**ગીરમાંથી** ઘણી જાતની ઔષધી તેમજ અબનુસનું લાકડું ઘણું સારૂં મળી આવે છે.

શિલ બંદર પાસેના દરિઆમાં પરવાળાં થાય છે.

**નળકાંઠો**—લીંબડીથી થોડેક માઈલને છેટે દરિઆનો એક ફાંટો છે, જેને નળકાંઠો કહે છે તે તલસાણાથી પૂર્વમાં કઠેચી ગામ પાસે આવેલો છે. તેમાં નિરંતર ખારૂં પાણી ભરાઈ રહેછે. નળકાં-

ઠામાં એક જાતનું ઘાસ થાય છે, તેની જડમાંથી જે કંદ નીકળે છે, તેને "બીડ" કહે છે, દુકાળના વખતમાં ગરીબ લોકો તેનો લોટ કરીને અનાજને ઠેકાણે વાપરે છે.

**મીઠું**—કાઠિયાવાડમાં બે જાતનું મીઠું પાકે છે, **વડાગરૂં** અને **ઘસીયું**. વડાગરૂં મીઠું ફક્ત કચ્છના રણને કાંઠે ધ્રાંગધરા તાબે **કુડા** ગામમાં થાય છે, અને ઘસીયું મીઠું વવાણીઆ, જોડીઆ, બેડી, પીંડારા, કુછડી, મૈયારી, ધામળેજ, ભેરાઈ, વડેરા, મહુવા, તળાજા અને ભાવનગર વગેરે ઘણે ઠેકાણે મળેછે, અથવા બનાવવામાં આવે છે.

**જનાવર**—કાઠિયાવાડ ઉંચી જાતના ઘોડાને માટે પ્રખ્યાત છે. કાઠી લોકો આ જનાવરના તેમાં મુખ્યત્વે કરીને ઘોડીઓના ઘણા શોખીલા હોય છે. ઝાલાવાડની ઉત્તર તરફની ગાયો તથા બળદો, અને દક્ષિણ કાઠિયાવાડ તથા બર્ડાની ભેંસો શ્રેષ્ટ ગણાય છે. ઓખામંડળમાં સાધારણ ઉંટની પેદાશ છે. કાઠિયાવાડ ઇલાકાના ઘેટાંની ઉન લાંબી તથા ઉંચી જાતની ગણાય છે, અને બહાર દેશાવરમાં પંકાય છે.

**રસ્તા અને સડકો**—જોતજોતામાં બહુ વધેલ છે. હાલ ૬૦૦ માઇલ સડકો થઈ છે, અને તેમાંના ઘણાખરા ભાગમાં નદી નાળાં ઉપર પૂલ બંધાઈ ગયા છે, તથા કાંકરી પથરાઈ ગઈ છે. યુરોપિયન અને દેશી મુસાફરોના સુખને માટે મુસાફરી બંગલા અને ધર્મશાળાઓ પણ સગવડ વાળી જગ્યોએ બનાવવામાં આવેલ છે.

**બંદર અને વેપાર**—આ ઇલાકો દ્વિપકલ્પ હોવાને લીધે બંદરો પુષ્કળ છે; ભાવનગર, મહુવા, જાફરાબાદ, વેરાવળ, પોરબંદર, સલાયા અને જોડીઆ એ બંદરોથી દર વરસે ઘણો માલ ચડે છે, અને આવે છે. મુંબાઇ અને કરાંચી વચ્ચે ફરતી આગબોટો ખુલ્લી મોસમમાં વેરાવળ, માંગરોળ, પોરબંદર તથા દ્વારકા આગળ રો-

કાય છે; અને ભાવનગર બંદર મુંબાઇ સાથે પરભારો આગબોટોથી સંબંધ રાખેછે.

**હાલારનું પાણી**—આખા કાઠિયાવાડ ઈલાકામાં હાલારનું પાણી ઘણુંજ તનદુરસ્ત તેમજ ચઢીઆતું ગણવામાં આવે છે.

**ઘી**—એ પ્રાંતમાં ઢોરની પેદાશ બહુ સારી હોવાથી ત્યાંનું ઘી બહાર મુલક ખાતે પુષ્કળ જાય છે; જાફરાબાદથી પણ ઘણું ઘી મુંબાઈ વગેરે દેશાવર ખાતે મોકલાય છે.

**દેવસ્વર્ગ**—પ્રભાસપાટણથી થોડેએક દૂર **ભાલકા** નામની જગ્યા છે, તે દેવસ્વર્ગની જગ્યા કહેવાય છે. યાદવ કૂળના પ્રખ્યાત રાજા શ્રી કૃષ્ણે ત્યાં દેહ છોડ્યો હતો.

## શેહેર વર્ણન.

**જુનાગઢ**—એ અસલી વખતથી ઘણુંજ પ્રખ્યાત શેહેર છે. તેને બે કોટ છે. ઉપર કોટમાં બૌધ લોકોની મનોરંજક ગુફાઓ છે. આ શેહેરનો દેખાવ સુંદર છે. આ રાજ્યમાં **"દીવાનશાઇ કોરી"** નામના સિક્કા ચાલે છે. વળી તાંબાના સિક્કા—દોકડા તથા અરધા દોકડા પણ પાડવામાં આવે છે. રાજમેહેલ જોવા લાયક છે, **નરસિંહ મેહેતો** આ ગામમાં થઈ ગયેલ છે.

**જામનગર**—રેશમી કાપડ તથા સોનેરી ભરત કામને માટે આ શેહેર પ્રખ્યાત છે. રંગવાનું તથા બાંધણીનું કામ પણ વખાણવા લાયક થાય છે. આંહીની ખુશબોઇ, ધુપ, સુગંધી તેલ તેમજ કંકુ સારૂં થાય છે. આંહી જામસાહેબની ટંકશાળ છે, તેમાં સિક્કા પડેછે તે **"જામશાહી"** કહેવાય છે. કોરી, દોકડા, ઢીંગલા અને ઢબુ નામના સિક્કા પાડવામાં આવેછે.

**ભાવનગર**—વેપાર રોજગારની બાબતમાં આ શેહેર, કાઠિયાવાડમાં સૌથી ચઢિઆતું છે. ભાવનગરનું બંદર સુધારવા માટે ઘ-

ણો પૈસો ખરચવામાં આવ્યો છે. આખા કાઠિયાવાડમાંથી બહાર દેશાવર ખાતે જેટલું રૂ જાયછે, તેનો લગભગ અરધો ભાગ એકલા ભાવનગર બંદરેથી ચડેછે. બીજાં શેહેરો સાથે સરખાવતાં ભાવનગરમાં પૈસાદાર લોક ઘણા છે.

**પોરબંદર**—એ શેહેર પથ્થરથી બાંધેલું છે, અને તેને ફરતો કિલ્લો છે. પોરબંદરની ખાડી બોખીરાના નામથી ઓળખાય છે, તે બહુ ઉપયોગી ગણાય છે. આ રાજ્યમાં એક ટંકશાળ છે, તેમાં રૂપાની કોરીઓ તથા તાંબાના દોકડા પાડેછે. એ નાણું "**રાણાશાહી**" કહેવાય છે. પોરબંદર તાબાના બિલેશ્વર ગામમાં બીલેશ્વર મહાદેવ છે, તે યાત્રાનું ઠેકાણું છે. માધવપુરમાં માધવરાયજીનું મંદીર છે, ત્યાં દૂર પ્રાંતમાંથી પણ લોકો યાત્રા કરવા આવેછે.

**દ્વારકાં**—એ પશ્ચિમ હિંદુસ્તાનમાં મોટામાં મોટું યાત્રાનું ઠેકાણું છે. દેવળો અસલી છે. ગોપી તળાવમાં ગોપીચંદન થાયછે. આ તાલુકામાં વાઘેરની વસ્તી ભારે છે. અગાઉ એ લોકોએ મોટું બંડ કર્યું હતું.

**ધ્રાંગધ્રા**—ઘણા સરસ પથ્થરથી બાંધેલું છે. એની પાસે રણમલસર નામનું તળાવ છે. ધ્રાંગધ્રાની પથ્થરની ખાણો આખા ગુજરાતમાં પ્રખ્યાત છે. એ શેહેરના સલાટ લોકો કુબડી જાતના પથ્થરના વખાણવા લાયક ઘાટ તથા વાસણો બનાવેછે, તે દેશાવરખાતે જાયછે.

**વાંકાનેર**—પતાળીઓ વોકળો તથા મચ્છુ નદીના સંગમ ઉપર આવેલું છે. આંહી દેશી સુતરાઉ કાપડ બનેછે, અને તે ઘણા લોકો વાપરેછે. વાંકાનેરથી ચાર માઇલને છેટે જડેશ્વર મહાદેવની જગ્યા છે, ત્યાં ઘણા લોકો યાત્રા કરવા આવેછે.

**સાયલા**—આ શેહેરમાં "**લાલા ભગત**" નામના વાણિઆએ બંધાવેલું શ્રી રામચંદ્રજીનું પ્રસિદ્ધ ધામ છે; "લાલા ભગત" ના નામ ઉપરથી કેટલાએક લોક આ ગામને ભગતનું ગામ પણ કહેછે.

## દિશાઓ.

જે દિશામાં સૂર્ય ઉગેછે, તેને **પૂર્વ** અથવા ઉગમણી દિશા કહેછે. જે દિશામાં સૂર્ય આથમે છે, તેને **પશ્ચિમ** અથવા આથમણી દિશા કહેછે.

પૂર્વ દિશા ભણી મોં કરી ઉભા રહીએ તો ડાબા હાથ તરફ **ઉત્તર દિશા,** અને જમણા હાથ તરફ **દક્ષિણ દિશા** કહેવાય છે.

## નકશાની દિશાઓ.




નકશા ભણી મોં કરી ઉભા રહીએ તો મથાળે **ઉત્તર દિશા,** નીચે **દક્ષિણ દિશા,** ડાબા હાથ તરફ **પશ્ચિમ દિશા,** અને જમણા હાથ તરફ **પૂર્વ** દિશા આવે છે.

દક્ષિણ અને પૂર્વ દિશા વચ્ચેનો **અગ્નિ** ખૂણો, દક્ષિણ અને પશ્ચિમ દિશા વચ્ચેનો **નૈરૂત્ય** ખૂણો, ઉત્તર અને પૂર્વ દિશા વચ્ચેનો **ઈશાન** ખૂણો, અને ઉત્તર તથા પશ્ચિમ દિશા વચ્ચેનો **વાયવ્ય** ખૂણોછે.

ચારે બાજુએ પાણીથી વીંટળાએલા જમીનના ભાગને **બેટ કે દ્વીપ** કહે છે.

જમીનનો જે ભાગ ત્રણ બાજુએ પાણીથી તથા એક બાજુએ જમીનથી વીંટાયેલો હોય તેને **દ્વિપકલ્પ** કહેછે.

જે સાંકડો જમીનનો ભાગ, જમીનના બે મોટા ભાગને સાંધે છે તેને **સંયોગીભૂમિ** કહેછે.

જમીનની જે અણી લાંબી થઈને સમુદ્રમાં ગયેલી હોયછે તેને **ભૂશિર** કહેછે.

જમીનનો જે ભાગ થોડો ઊંચો હોય તેને **ડુંગર** કહેછે, અને વધારે ઊંચા ભાગને **પર્વત** કહેછે. તળીએથી જોડાયેલા ડુંગરા અને પર્વતોને ડુંગરો કે પર્વતોની **હાર** કહેછે.

**પાણી**—પૃથ્વી ઉપરના ખારા પાણીના પાંચ ભાગ કર્યાછે તેમાંના દરેકને **મહાસાગર** કહેછે.

જે પાણીના ભાગને **સમુદ્ર** કહેછે તે મહાસાગર કરતાં નાનો હોય છે.

જમીન ઉપર લાંબા ગયેલા સમુદ્રના ફાંટાને **અખાત** કહેછે.

પહોળા મ્હોડાના અખાતને **ઉપસાગર** કહેછે.

પાણીના બે મોટા ભાગને સાંધનારા, પાણીના નાના ભાગને **સામુદ્રધુનિ** કહેછે.

જમીનથી વીંટાયેલા પાણીના ભાગને **સરોવર** કહેછે.

મીઠા પાણીનો જે પ્રવાહ પર્વતમાંથી કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઈ સમુદ્રને મળેછે તેને **નદી** કહેછે.

## અનુલેખન (डिक्टेशन).

| | | | |
|---|---|---|---|
| मच्यां | निशाळ | नवराश | रह्यो |
| स्वभाव | शिक्षा | कविता | घूमटो |
| दाक्षिणी | संग्रह | प्रधान | रैयत |

| | | | |
|---|---|---|---|
| आवड्या | लाव्यो | पूछयुं | बोल्यो |
| कह्युं | नांख्यो | काढयो | टट्टु |
| जक्की | इमारत | फाव्यो | विख |
| विलायत | चित्त | डाह्यो | मान्युं |
| अल्या | मनुष्य | अर्थ | बच्चां |
| बनाव्युं | दोंगाई | इंद्रियो | नित्य |
| शिक्षा | रस्तो | चोख्खुं | सज्जन |
| निर्दय | मार्ग | प्राण | स्नेह |
| विद्या | खोंखारे | चिचोडा | विश्व विषे |
| विख्यात | पुण्य | आशिष | कृपण |
| चप्पु | रूपिया | सिंधु | क्रोड |
| नक्की | पैसादार | पर्व | छेल्ली |
| मुद्दल | वस्तु | इंडां | धान्य |
| सर्वे | पृथ्वी | बुड्ढा | किल्ला |
| पदार्थ | तूराश | शेखसल्ली | मालिक |
| धूणाववुं | प्रेम | भाग्य | रेड्युं |
| खड्युं | निराश | स्वच्छ | प्रार्थना |
| प्रसंग | विशेष | कृपाळ | नक्कर |
| चित्र | प्रवाही | जुक्ति | पुष्कळ |
| वैतरुं | भूपति | कूरकूरियां | क्यारडा. |

| | | | |
|---|---|---|---|
| प्रमाणे | निरांत | मच्छर | न्याल |
| दारिओ | कोष्टक | मंदिर | क्लेश |
| मध्यम | बंदूक | गर्जना | दुश्मन |
| अभिमान | निशान | तुच्छ | सामर्थ्य |
| कल्लोल | निंदे | सिंह | भट्ठी |
| बिंब | दर्पण | चंद्रमा | अंग्रेजी |
| मिनिट | ग्रह | शक्ति | श्वास |
| स्वर | ईश्वर | व्यंजन | स्पष्ट |
| ठुंठवावुं | जगन्नाथी | अज्ञान | सर्व व्यापक |
| विश्वपति | जगकर्त्ता | वाक्य | विचार्युं |
| उच्चार | सूरज | शुद्ध | कृपा |
| बुद्धि | चतुराई | गृहस्थ | अनुस्वार |
| पडपूछ | लुच्चाई | जवळे | वटेमार्गु |
| छज्जुं | वनस्पति | तरबूच | परमेश्वर |
| विरामचिन्ह | मूळाक्षर | धर्म पुस्तक | जोडाक्षर |
| चित्रामण | पस्तावो | पुरुष | लिपिमात्रा |

## ધાતો.

### શેરની ધાત.

શેરના અધશેરા ૨
શેરના પાશેરા ૪
શેરના નવટાંકાં ૮

### શેરની ઉલટી ધાત.

૨ અધશેરે એક શેર
૪ પાશેરે એક શેર
૮ નવટાંકે એક શેર

| | |
|---|---|
| શેરના અધોળાં ૧૬ | ૧૬ અધોળે એક શેર |
| શેરના રૂપિયાભાર ૪૦ | ૪૦ રૂપિયાભારે એક શેર |

| | |
|---|---|
| શેરના પાશેરા ૪ | ૪ પાશેરે એક શેર |
| પોણોશેરના પાશેરા ૩ | ૩ પાશેરે પોણો શેર |
| અધશેરના પાશેરા ૨ | ૨ પાશેરે અધ શેર |

| | |
|---|---|
| શેરનાં નવટાંકા ૮ | ૮ નવટાંકે ૧ શેર |
| પોણોશેરનાં નવટાંકાં ૬ | ૬ નવટાંકે ૦॥। શેર |
| અધશેરનાં નવટાંકાં ૪ | ૪ નવટાંકે ૦॥ શેર |
| પાશેરનાં નવટાંકાં ૨ | ૨ નવટાંકે ૦। શેર |

| | |
|---|---|
| શેરનાં અધોળાં ૧૬ | ૧૬ અધોળે ૧ શેર |
| પોણોશેરનાંઅધોળાં ૧૨ | ૧૨ અધોળે ૦॥। શેર |
| અધશેરનાં અધોળાં ૮ | ૮ અધોળે ૦॥ શેર |
| પાશેરનાં અધોળાં ૪ | ૪ અધોળે ૦। શેર |

| | |
|---|---|
| શેરના રૂપિયાભાર ૪૦ | ૪૦ રૂપિયાભારે ૧ શેર |
| પોણોશેરના રૂપિયાભાર ૩૦ | ૩૦ રૂપિયાભારે ૦॥। શેર |
| અધશેરના રૂપિયાભાર ૨૦ | ૨૦ રૂપિયાભારે ૦॥ શેર |
| પાશેરના રૂપિયાભાર ૧૦ | ૧૦ રૂપિયાભારે ૦। શેર |
| નવટાંકના રૂપિયાભાર ૫ | ૫ રૂપિયાભારે નવટાંક. |
| અધોળના રૂપિયાભાર ૨॥ | ૨॥ રૂપિયાભારે અધોળ. |

શેરની ધાત મુજબ બધી ધાતો ઉલટાવીને બોલતાં શીખવવું.

| **મણની ધાત.** | **તોલની ધાત.** |
|---|---|
| મણના અધમણીઆ ૨ | ૫ મણનો—કોથળો |

| | |
|---|---|
| મણના દશશેરા | ૪ |
| મણની પાંચશેરી | ૮ |
| મણની અઢીશેરી | ૧૬ |
| મણની સવાશેરી | ૩૨ |

| | | |
|---|---|---|
| ૧ | મણના દશશેરા | ૪ |
| ૦॥। | મણના દશશેરા | ૩ |
| ૦॥ | મણના દશશેરા | ૨ |

| | | |
|---|---|---|
| ૧ | મણની પાંચશેરી | ૮ |
| ૦॥। | મણની પાંચશેરી | ૬ |
| ૦॥ | મણની પાંચશેરી | ૪ |
| ૦। | મણની પાંચશેરી | ૨ |

| | | | |
|---|---|---|---|
| ૧ | મણની અઢીશેરી | | ૧૬ |
| ૦॥। | મણની | ॥ | ૧૨ |
| ૦॥ | મણની | ॥ | ૮ |
| ૦। | મણની | ॥ | ૪ |

| | | | |
|---|---|---|---|
| ૧ | મણની | સવાશેરી | ૩૨ |
| ૦॥। | મણની | ॥ | ૨૪ |
| ૦॥ | મણની | ॥ | ૧૬ |
| ૦। | મણની | ॥ | ૮ |

| | | | |
|---|---|---|---|
| ૧ | મણના | શેર | ૪૦ |
| ૦॥। | મણના | ॥ | ૩૦ |
| ૦॥ | મણના | ॥ | ૨૦ |
| ૦। | મણના | ॥ | ૧૦ |

૭ મણનો—નાનોહારો
૧૨ મણની—માણી
૧૬ મણની—કળશી
૨૦ મણની—ખાંડી
૨૧ મણનો—મોટોહારો
૨૪ મણનો—બાર
૩૦ મણની—ગાલ્લી
૩૨ મણનું—એડીયું
૪૦ મણનો—મુડો.

**માણીની ધાત.**

૧૨ મણની એક માણી
૯ મણની ૦॥। માણી
૬ મણની ૦॥ માણી
૩ મણની ૦। માણી

**કળશીની ધાત.**

૧૬ મણની ૧ કળશી
૧૨ મણની ૦॥। કળશી
૮ મણની ૦॥ કળશી
૪ મણની ૦। કળશી

**રૂપિયા આનાની ધાત.**

૧૬ આને ૧ રૂપિયો
૧૨ આને ૦॥। રૂપિયો
૮ આને ૦॥ રૂપિયો
૪ આને ૦। રૂપિયો

**આના પાઈની ધાત.**

૧૨ પાઈનો ૧ આનો
૯ પાઈનો ૦॥। આનો
૬ પાઈનો ૦॥ આનો

**ખાંડીની ધાત.**

૨૦ મણની ૧ ખાંડી
૧૫ મણની ૦ાાા ખાંડી
૧૦ મણની ૦ાા ખાંડી
૫ મણની ૦ા ખાંડી

**ભાર.**

૨૪ મણનો ૧ ભાર
૧૮ મણનો ૦ાાા ભાર
૧૨ મણનો ૦ાા ભાર
૬ મણનો ૦ા ભાર

**ગાલ્લી.**

૩૦ મણની ૧ ગાલ્લી
૨૨ાા મણની ૦ાાા ગાલ્લી
૧૫ મણની ૦ાા ગાલ્લી
૭ાા મણની ૦ા ગાલ્લી

**બેડીયું.**

૩૨ મણનું ૧ બેડીયું
૨૪ મણનું ૦ાાા બેડીયું
૧૬ મણનું ૦ાા બેડીયું
૮ મણનું ૦ા બેડીયું

**મુડો.**

૪૦ મણનો ૧ મૂડો
૩૦ મણનો ૦ાાા મૂડો
૨૦ મણનો ૦ાા મૂડો
૧૦ મણનો ૦ા મૂડો

૩ પાઈનો ૦ા આનો

---

**દોકડા બદામની ધાત.**

૧૬ બદામે ૧ દોકડો
૧૨ બદામે ૦ાાા દોકડો
૮ બદામે ૦ાા દોકડો
૪ બદામે ૦ા દોકડો

**રૂપિયા દોકડાની ધાત.**

૧૦૦ દોકડે ૧ રૂપિયો
૭૫ દોકડે ૦ાાા રૂપિયો
૫૦ દોકડે ૦ાા રૂપિયો
૨૫ દોકડે ૦ા રૂપિયો

**કોડીની ધાત.**

૧ કોડીનાં ૨૦ નંગ
૦ાાા કોડીનાં ૧૫ નંગ
૦ાા કોડીનાં ૧૦ નંગ
૦ા કોડીનાં ૫ નંગ

**આના, દોકડાની ધાત.**

૧ આનાના ૬ા દોકડા
૨ આનાના ૧૨ાા દોકડા
૩ આનાના ૧૮ાાા દોકડા
૪ આનાના ૨૫ દોકડા
૮ આનાના ૫૦ દોકડા
૧૨ આનાના ૭૫ દોકડા
૧૬ આનાના ૧૦૦ દોકડા



માનજો, એ વાત નથી જૂઠી—**ખુરશી**. (૧૬) છાપરે છાપરે મગ વેરાય—**વરસાદ**. (૧૭) લાકડાનો કૂકડો, લોઢાની ચાંચ, દિવસ બધો તગડે ત્યારે ઈંડાં મૂકે પાંચ—**રેંટીઓ.** (૧૮) અમદાવાદી માણું ને બેય કોર સાણું—**બલોયું.** (૧૯) ધોળા કૂવામાં ધોળો પાણી—**નાળિએર**. (૨૦) દહાડી ઉઠીને ડોસી દરમાં હાથ ઘાલે—**કાપડું**. (૨૧) એક ભાઈ ઉતરે ને એક ભાઈ ચડે—**રોટલો**. (૨૨) ઢીંચણ જેટલી ગાય ને જે નીરે તે ખાય—**ઘંટી**. (૨૩) છીછરી તળાવડી બાંધી પાળ, સોળ સોળ રાણીઓ પાણી ભરે, નર ઝુઝે ને નારી મરે—**ચોપાટ**. (૨૪) મારો બકરો આલો ખાય, પાલો ખાય, પાણી પીએ તો ટપ મરી જાય—**દેવતા.** અંધારી ઓરડીમાં ઊંટ ગાંગરે—**ઘંટી**. કાળા કુવામાં કળશિયો પાણી—**હોકો.** (૨૭) કાકારે મેં કૌતક દીઠું, સૂકે લાકડે બેઠું'તું, ચાંચ છે પણ ચરે નહીં. એ કૌતકડું મરે નહીં—**દાતરડું.** (૨૮) કાળી સોટી, તેલે છાંટી, વળે વળે પણ ભાંગે નહીં—**ચોટલો**. (૨૯) ધોળકાની ધોતલી ને બેય કોર દસી—**કાંચકી.**(૩૦) **હાથીને પગે તાળાં દઈ આપો**—હાથી ધમધમ ચાલે પતાળ પાણી કાઢે, પતાળ પાણી કાળાં હાથીને પગે તાળાં. (૩૧) **લંકાનો લોટ લાવી આપો**—રાતા બગલા રણે ચડ્યા, પાણી દેખી પાછા ફર્યા, એક બગલાનો ભાંગ્યો હોઠ, લાવ્યા રે લંકાનો લોટ. (૩૨) **હાથીને પગે કુંડું લાવી આપો**—બાવાજીનો બેટડો, રમઝમ ચાલે, પતાળ પાણી ઉંડું, હાથીને પગે કુંડું.

## મુંબાઈ ઈલાકાની ભૂગોળ વિદ્યા.

એમાં વાઘેલા વંશ સુધી ગુજરાતનો ઇતિહાસ પણ આપેલો છે. એક રૂપિઆની રાખો તો અગિઆર પ્રત; બે રૂપિઆ કરતાં વધારે રાખો તો દર પ્રતનો સવા આનો, પોસ્ટેજ મફત.

## ભરતખંડની ભૂગોળ વિદ્યા.

છૂટક પ્રતના અઢી આના; સામટી લેનારને મુંબાઈ ઇલાકાની ભૂગોળવિદ્યાને ભાવે મળશે.

## પૃથ્વીની ભૂગોળ વિદ્યા.

દર પ્રતના ચાર આના; સામટી લેનારને કિફાયત ભાવે.

## મુસલમાની રાજ્યનો ઇતિહાસ.

ગુજરાતી ચોથા ધોરણ માટે. દર પ્રતના સાડા ત્રણ આના; સામટી રાખનારને કિફાયત ભાવે જડશે.

## ભુમિતિ પ્રકાશ.

દર પ્રતના ચાર આના; સામટી રાખનારને કિફાયત ભાવે આપવામાં આવશે.

## પિંગળનો સાર.

પોણો આનો; સામટી રાખનારને કિફાયતે.

## સંધી પ્રકરણ.

પોણો આનો; સામટી રાખનારને કિફાયતે.

**પુરૂષોત્તમ કહાનજી ગાંધી—લીંબડી.**